# आंक ९ मो.

એક કવિ આવીને, સાહેબને સલામ કરીને ઉભો રહ્યો.

**સાહેબ.** આ કોણ છે ?

**કવિ.** એ દેવરાસણના જેતસી ગઢવી છે, તે વાતોડા કેહેવાય છે.

**સાહેબ.** વાતોડા એટલે શું ?

**કવિ.** કવિતા નહિ, પણ ફકત વાતો કરીનેજ સરદારોનાં મન રંજન કરે છે, એ બાબતમાં તેણે ઘણું માન મેળવ્યું છે. અને તેના કુટંબનુ ગુજરાત પણ એમાંથીજ તે ચલાવે છે.

**સાહેબ.** કેમ જેતસી ગઢવી. તમે કવિતા કાંઈ શીખ્યા છો કે નહિ ?

**જેતસી.** હા સાહેબ. વાતોમાં છુટક કવિત બોલવાં પડે છે,. માટે કેટલાંએક કવિત મેં મોઢે કરી રાખ્યાં છે.

**સાહેબ.** ચાતુર્માસના વરણનનુ એકાદ કવિત કહો જોઈએ.

**જેતસી.** ઇંદ્રવિજયછંદ.

ઘેરિ રહી ઘનઘોર ઘટા, [1]ચપળાની છટા ચહુપાસ તપાસું;
મોર કરે તતબીરથી તાંડવ, [2]ખાંડવ તુલ્ય બન્યું વન ખાસું;
કુંજ[3] સમાન કહે દલપત્ત, વડું [4]અરવિંદનુ [5]વૃંદ વિકાસું;
આતુરતાથિ કરે વિરહાતુર, ચાતુરનૂ ચિત્ત ચાતુરમાસું. ૧૧૪

મનહરછંદ.

વાદળું, કે ખૂરશી, ઇંદ્ર, કે ઈનિસાફદાર;
મેઘ ગર્જના, કે ગિરા છે શિરસ્તેદારની;
વીજળી, કે વકીલ છે. તારા, કે જોનારા લોક;
શશિ સૂર્ય છે, કે છબિ સાક્ષી પૂરનારની;
ધરી જળ ધારાઓ, કે લખણો છે લખવાનો;
મેદની[7] મંડાણ, મોટી બુક છે ઠુમારની;
દાખે દલપતરામ, દુકાળ સગાળ લડે,
કળી શકે કોણ, વાત ન્યાયના આકારની. ૧૧૫

---

૧ વીજળી. ૨ દેવનુ વન. ૩ કુંડ. ૪ કમળ. ૫ ટોળું. ૬ વાણી. ૭ પૃથ્વી.

સાહેબ. ચોમાસાની આઠમની રાતનું વરણન કરો.

જેતસી. ગયા શ્રાવણ શુદી આઠમની રાતે વાદળાં દોડતાં હતાં પણ વ-
ધાંદ થતો નહોતો, તે રાત એક સ્ત્રીના જેવી શોભતી હતી, તે
સમે એક કવિત મેં રચ્યું હતું.

મનહરછંદ,

છુટા છુટા બુટાવાળી બહુ સારી સાડી ઓઢી,
કાળિકા સમાન રાત્રી બાળિકા બિરાજે છે;
અર્ધચંદ્રને આકારે કનકનુ આભૂષણ,
છાજે એવું જુઓ એની છાતીપર છાજે છે;
અંચળને છેડે છાતી ઢાંકે છે ને ઉડી જાય,
પવનની ગતિ અતિ એવી વધી આજે છે;
ઠરીને જુઓ આ ઠામ, દાખે દલપતરામ,
લાયક મરદોને નિહાળી નારી લાજે છે. ૧૧૬

એવામાં એક કારભારી આવ્યો, તેણે સોનાનાં ઘરાણાં, તથા
ઉમદા પોશાગ પેહેર્યો હતો. તે સઉને સલામ કરીને, કવિને બે-
સવાની ખુરશી ઉપર પોતે બેઠો. અને કવિને સલામ પણ ક-
રી નહિ તેથી સઉ સભાસદોના મનમાં એવું આવ્યું કે તેનામાં
વિવેક નથી.

સાહેબ. આ કોણ છે ?

ઠાકોર. એ એક કારભારી છે. તે બહુ હુશીયાર ગણાય છે. એક સમે
સોનુ. રૂપું, વગેરે કેટલીએક ધાતુ અમે ખરીદ કરી હતી. તેનો
હિસાબ કરતાં ઘણા લોકો ઘુંચવાયા હતા. પણ આણે તરત
હિસાબ કરી આપ્યો, ધાતુની ધાતો તેને બહુ યાદ છે. અને
એકજ નહિ, પણ ઘણા ધંધા તે કરે છે, રાત ને દહાડો તેનાં
કારખાનાં ચાલતાં હોય છે, તેથી તે ખૂબ રળે છે. અને ભ-
લાં ભલાં ઘરાણાં પહેરવા ઉપર બહુ ભાવ છે. અને કશા
અપલક્ષણની દુર્ગંધ તેનામાં નથી. વળી કચેરીના લોકો તેની
આબરૂ ગણે છે. કવિના કામમાં આવે એવા પદ્યબંધ પ્રબંધો
રચે છે. અને એવો ટેકવાળો છે કે, ઘણી તરેહના ટેક રાખે
છે, તેમાંનો એક પણ કોઈ છોડાવી શકે નહિ.

**સાહેબ.** કવિરાજ, આટલા બધા ગુણવાળા પુરૂષનુ એક કવિત કહો જોઇએ.

**જેતસી.** સાહેબ, એટલો બધો અર્થ એકજ કવિતમાં લાવવો મુશકેલ છે. તો પણ મારી શક્તિ પ્રમાણે કહું.

ઇંદ્રવિજયછંદ.

ધાતુનિ ધાત ભણી ભલિ ભાત, રળે દિન રાત ધરી બહુ ધંધો;
ભાવ ભલેજ ભલાં ધરિ ભૂષણ, દે તજી દૂષણથી દુરગંધો;
રાજ સભાસદ લાજ ગણે, કવિરાજ કરે પદબંધ પ્રબંધો;
ટેક અનેક, ન છેક છુટે; પણ એક વિવેક વિના નર અંધો. ૧૧૭

**ઠાકોર.** એક નવો મિત્ર હાલ અમને મળ્યો છે. તે પંડે ગમેતેવો હોય, પણ અમારૂ કામ એનાથી થાય એવું જણાય છે.

**જેતસી.** મનહરછંદ

મીંઠલ આહાર, તે ન જાણીશ આહાર કર્યો,
કરેલા આહાર સુધાં બાહેર કઢાવશે;
પાપણીને પરણી, ન જાણીશ જે સુખ પામ્યો,
પામેલું એ સુખ, દુખ રૂપ દેખડાવશે;
અનીતિનુ નાણું તે, ન જાણીશ કમાયો નાણું,
કમાયેલા નાણાનાય કાંકરા કરાવશે;
દુષ્ટ મિત્ર દેખીને ન રીઝો દલપત કહે,
ખરા મિત્ર સાથે પણ ભેદ ઉપજાવશે. ૧૧૮

**ઠાકોર.** સત્યવાદીની પરીક્ષા કેમ થાય?

**જેતસી.** ખરી પરીક્ષા કરવી હોય તો, તેને વર્ત્તમાનપત્રનો એડીટર બનાવવો. પછી જોવું કે પોતાના વગવાળાની વાત કેવી લખે છે, અને બીજાની કેવી લખે છે. તે ઉપરથી તરત પરીક્ષા થાય, કે તેને મુનસફનુ કામ સોપ્યું હોયતો કેવું કરે! એક રાજા પાસે મુનસફની પરીક્ષા આપવા સારૂ, પાનાચંદ નામે વાણીઓ ગયો હતો. તે સમે રાજા સોગઠાં બાજી રમતો હતો.

મનહરછંદ.

મુનસફી કામની કરો પરીક્ષા પૃથીનાથ,
પાનાચંદ નામે કોઈ પુરૂષે કહ્યું જઇ;

પૃથવીપતિ તે પળે પાસા ખેલતો હતો, ને
પાસે બેઠો પાનાચંદ દૃષ્ટિ ખેલમાં દઇ;
રાગના ત્યાં પડ્યા બાર, પક્ષ રાખી પાને કહ્યું,
પડ્યા છે પોબાર, સામી સોગઠી મરી ગઇ;
કહે દલપતરામ પૃથવી પતિએ કહ્યું,
પાનાચંદ હવે તારી પરીક્ષા પૂરી થઇ ૧૧૯

ઠાકોર. ધર્મ વિષે એક કવિત કહો જોઇએ.

જેતસી. ઇંદ્રવિજયછંદ.

શું થયું સાકર ખાંડ સહીત રસોઇ રૂડી ઘરમાં નિત્ય રાંધ્યે;
શું થયું જો નૃપ સર્વની સાથ સદૈવ સનેહનુ સાંધણ સાંધ્યે;
શું થયું આરસ[1] સુંદરથી, દર-અંદર અંદર મંદિર બાંધ્યે;
ધર્મ ધર્યાન દિલે દલપત્ત, કુકર્મનિ કાવડ તો રહિ કાંધે. ૧૨૦

રળિયો. જેતસી ગઢવીના દેવતો મોચી છે (એમ કહી મશકરી કરી.)

જેતસી. દોહરો.

રચી ચરમનાં પૂતળાં, અખંડ સર્વ અવેવ;
જે પછિ તે જિવતાં કરે, તે મોચી મુજ દેવ. ૧૨૧

મનહરછંદ.

ચામડાનાં પૂતળાં રચે છે ચતુરાઇ કરી,
ચામડાના બળદો, ને બકરાં બનાવે છે;
ચામડાના હાથી ઘોડા હજારો હજાર રોજ,
જુના ભાગી જતા જાય નવા નીપજાવે છે;
ચામડાની ગાયો ભેંશો શુદ્ધ દુધ દોવા દેછે,
ચામડાના પોપટને રાણીઓ પઢાવે છે;
કરે એવાં એવાં કામ કહે દલપતરામ,
એવા મોચીની અમોને ભકિત ભલી ભાવે છે. ૧૨૨
જેની જોતાં ગામો ગામ, પેઢીઓ છે ઠામોઠામ,
ચામડાના ધંધાવાળો વડો તે વેપારી છે;
જુનાં જુનાં ચામડાનો છેક ચૂરેચૂરો કરી.
તે ચૂરાનાં તાજાં રચે તેવો હુશીઆરી છે:

[1] આરસ પહાણ.

મોટા મોટા લોક તેના માલની સંભાળ રાખે,
ભૂપતિના ભૂપ જેવા જેના કારભારી છે;
દેશોદેશમાં છે નામ કહે દલપતરામ,
એવા મોચીને વિશેષ વંદના અમારી છે. ૧૨૩
હાડકાની માળો માંસવાળો રૂધિરાળો રચી,
કાચ જોડ જડ્યા કોણ જાણે કેમ કોચિને;
ચતુરાઇથી ચડાવ્યું ચામડું રૂપાળું આણું,
ટેભો ન જણાય કેમ ઘાલ્યો આર ઘોચીને;
હાલે ચાલે હામ ઘાલે, ભાલે લડે ભેળ પાડે,
પ્રૌઢ જેવા પર્વતની પાડે ટોચ ટોચિને;
કેવું ચામડાનું કામ કીધું દલપત કહે,
માન મેલી મોટો દેવ માનુછું તે મોચિને. ૧૨૪

ઠાકોર. જેણે જેમ માની લીધું તે ખરૂં.

જેતસી. ઇંદ્રવિજયછંદ.

માનિ લિધાથિ થયું મન માનતું, ક્યાંઈ કદાપિ શુણ્યું નથિ કાને;
સત્યજ સત્ય ગણાય સદૈવ, અસત્ય ગણાય અસત્ય નિદાને;
શું થયું જો દલપત્ત કહે કદિ, લેખ લખ્યો શુભ પુસ્તક પાને;
વ્યર્થ કુટે શિર અર્થ સરે નહિ, પથ્થરને મણિ-પારસ માન્યે. ૧૨૫

સાહેબ. તમે કિયા કિયા દેશ જોયા છે?

જેતસી. હું આખી ગુજરાતમાં તેની હદ સુધી ફરી વળ્યોછું રાજકોટ, અમદાવાદ, વડોદરા ઇત્યાદિ શહેરો મેં જોયાં છે.

સાહેબ. ગુજરાતનો નકશો તમારી સાથે હતો? કે શાથી તમે જાણ્યું જે હવે ગુજરાતની હદ આવી રહી.

જેતસી. નકશો તો મેં કદી દીઠો નથી, પણ જ્યાં ગુજરાતી પાગડી દીઠી નહિ, મુગલાઇ ઘાટની, પારશી ઘાટને મળતી કે દક્ષણી પાઘડીઓ દીઠી; તથા ગુજરાતી ભાષા પણ ગડબડ બોલાતી સાંભળી ત્યારે મેં જાણ્યું કે હવે ગુજરાતની હદ આવી રહી. જેમ સમુદ્રમાં જતાં ડોળું પાણી આવ્યાથી કાંઠો ઢુકડો આવ્યો જાણીએ છીએ.

દોહરો.

સાંચરતાં સાગર વિષે, કાંઠો કેમ કળાય;
જળમાં મળ ભળવાથકી, ડોળું જળ દેખાય. ૧૨૬

સાહેબ. ગડબડ ગુજરાતી કેવી હોય?

જેતસી.

દોહરો.

શંકરને[1] સંકર[2] કહે, શાર[3] કહે છે સાર[4];
ખસ[5] ને ખશ[6] જુદાં નહીં, એ ગડબડ ઉચ્ચાર. ૧૨૭

મનહરછંદ

આરાને ઓવારો કહે, બીનો તેતો બીધો કહે,
ધોચવું કહેવું ત્યાંતો બોકવું તે કહે છે;
લ્યોને સાટે લો કહે, ને દ્યોને સાટે દો કહે,
ગોરચને બદલે ગોર સાંભળીને સહે છે;
ડોશી, માશી જોશીને તો ડોસી, માસી, જોસી કહે,
હશે કહેવાનુ ત્યાંતો હોસે શબ્દ વહે છે;
એવી ગડબડ ગુજરાતી જ્યાં બોલતી હોય,
ત્યાંથી ગુજરાત તણી હદ આવી રહે છે. ૧૨૮

પછી સલામ કરીને ખુરસી ઉપર બેઠા.

---

૧શિવ. ૨ભેગવાળો. ૩વિંધ ૪તત્વ. ૫ખસનો રોગ. ૬ક્રિયાપદ.

# અંક ૧૦ મો.

એક કવિ સભામાં ખુરશી ઉપર બેઠા હતા તે આ નિચે લખેલો સોરઠો બોલ્યા.

### સોરઠો.

વિસરી જશે કો વાર, હકુમત *હનરાબલ તણી;
પણ નહિ પડે વિસાર, કીર્તિ કદી કિન્લાકની. ૧૩૨

**સાહેબ.** આ ક્યાંના કવિ છે?

**દલ.** એ અમદાવાદના કવિ ઉત્તમરામ નૌતમરામ વીસળનગરા નાગર છે. તે અમદાવાદમાં આપને મળ્યા હતા. તેમના બાપના કાકા આદીતરામજી કવિને માનાજી ગાયકવાડ પાસેથી કવિતાના ઇનામમાં "છોગાળું" એવા નામનુ ગામ વીસનગર પરગણામાં મળેલું છે, તેની ઉપજ દર સાલ હજાર રૂપૈઆની છે, તે આદિતરામ કવિની ભાણેજીના દીકરાને હજી સુધી મળે છે. અને આદિતરામજીના પિતા કેવળરામજીએ અમદાવાદના નવાબ કમાલખાંના હુકમથી હિંદુસ્તાની ભાષામાં "બાબીવિલાસ" નામે ગ્રંથ રચેલો છે. તેથી તે નવાબના વંશના જુનાગઢ, રાધનપુર, અને વાડાશીણોરના નવાબોએ વર્ષાસન કરી આપેલાં છે તે અદ્યાપિ સુધી આ ઉત્તમરામજીને મળે છે. ઉત્તમરામજીએ કવિતા રચવાનો મહાવરો રાખ્યો છે.

**સાહેબ.** કવિરાજ, વાણીમાં વધારે માલ હશે, કે વિચાર શકિતમાં?

**ઉત્તમરામજી.** કવિત.

વાણી, ને વિચાર શકિત, વિશ્વમાં અમુલ્ય વસ્તુ,
એથકી અનેક જ્ઞાન મેળવેછે માણસો;
બંનેમાં બહુજ માલ બંનેનો તેવોજ તાલ,
એકેને અધિક ઓછી જરૂર ન-જાણશો;
વાણી છે શરીર, ને શરીરી છે વિચાર શકિત,
અંતરમાં એકેનો અનાદર ન-આણશો;
સારી રીતે શણગારી, બંનેને શોભાવો સારી,
કહે દલપત મિથ્યા મમત ન-તાણશો. ૧૩૩

---

*હનરાબલ કંપનીની

સાહેબ. વિલાયતી ગાડી વિષે બોલો જોઇએ.

ઉત્તમરામ. સવૈયો.

આગળ હોય સિપાઈ ઉભા, અને અશ્વ અનૂપમ હોય અગાડી;
સારથિ બે શણગાર સહીત, ચલાવે તુરંગમ ચોટ લગાડી;
પોઇશિ, પોઇશિ, પાઠ કરે મુખ, પંથ જતા જન કાન જગાડી;
દેખિ જુઓ દલપત્ત કહે. સુ-વિમાન સમાન વિલાયતિ ગાડી. ૧૩૪

સાહેબ. જુઓ આ મહારાણીજીનો શિક્કો. એમાં એવું લખેલું છે કે "ભલું ચહાનારનુ ભલું ને ભુંડું ચહાનારનુ ભુંડું" એ કહેવત વિષે એક બે કવિત કહો.

ઉત્તમરામ. કવિત.

દાણા વેચનાર દાણા સંઘરી દુકાળ માગે,
દેખાશે દુકાળ એવા દાણા-વેચનારને;
બીજાને બુડાડવાને ખરે ખાત ખોદે ખાડ,
જણાશે જોખમ એવી ખાડ ખોદનારને;
કોઇકને કષ્ટ દેવા રસ્તા વચે કાંટા વેરે,
વાગશે વિશેષ કાંટા કાંટા-વેરનારને.
ભલું સૌનુ ઇચ્છશે તેનુ તો ભાઈ ભલું થશે,
બુરૂં થશે બીજાઓનુ બુરૂં ઇચ્છનારને. ૧૩૫
સાબતીનો જીવ લેવા સિંહને જગાડે જઈ,
જરૂર તો મોત થાય તે જગાડનારનુ;
પારકી અકીરતિનુ વાજું જે વજાડે વડું,
વાજે અપજશ-વાજું તે વજાડનારનુ;
લોભથી કે દ્વેષથી જે લોકનુ લગાડે ઘર,
લાગી ચુક્યું ઘર જાણો તે લગાડનારનુ;
સુધરે સુધારનારનુ, ને દલપત કહે,
બગડે બેશક બીજાનુ બગાડનારનુ. ૧૩૬

સાહેબ. મહારાણીના મુગટને આશીર્વાદ આપો.

ઉત્તમરામ. સવૈયો.

દિગ્વિજયી વિજયા-કુંવરી, વિજયાદશમી લગ સૂધિ વિરાજો;
લાજ-જહાજ, ગરીબ-નિવાજ, સદા શુભ રાજ-સમાજ ગણાજો;

બાળકની પ્રતિપાળક માત છે, તેમ પ્રજા પ્રતિ પાળક થાજો;
રાજ કરો મહારાજ કૃપાયકિ, તાજ રહો શિર ઊપર તાજો. ૧૩૭

સાહેબ. વારૂ ફોટો ગ્રાફી છબી પાડનારની, અને ચીતારાની કળા ઉત્તમ કે હેવાય, કે કવિની.

ઉત્તમ. વિક્રમ અને ભોજની પાસે હુશીઆર ચીતારા હતા, પણ તે રાજાઓની કીર્તિ કવિયોએ જેવી અમર રાખી છે, તેવી ચીતારા રાખી શક્યા નથી કહ્યુંછેકે

**સવૈયો.**

ઉજ્જયિની પતિ પાસ હતા બહુ, ચંચળ ચિત્ત ચતૂર ચિતારા;
આકૃતિ ઊપરની અવલોકી, અતી ચતુરાઇથિ ચીતરનારા;
એ છબિ આજ અહીં ન રહી કહિં, વાત કરેન કહીં વણઝારા;
ચિત્ર ચરિત્રતણાં ચળકે બહુ, માંડિ ગયા કવિ લોક અમારા. ૧૩૮

સાહેબ, માણસની આશા કેવીછે? તે વીષે એક કવિત કહો.

ઉત્તમ. ભૂ મધ્ય રેખાએ રહીને જોઇએ તો ધ્રૂવનો તારો પૃથ્વીને અડ્યો હોય એમ દેખાય. પછી તેના સામા સો સો મૈલ જઇએ, તેમ તેમ દરસૈકડે પા ઘડી દહાડો ચડ્યા જેટલો ધ્રુવનો તારો ઊંચો જણાય. કહ્યું છેકે

**કવિત.**

ભૂમિ મધ્ય રેખાપર રહીને જો ભાળીયે તો,
દીસે ધ્રૂવતારો જાણે અવનીને અડ્યો છે;
સનમુખ ચાલી મૈલ સોળસેં જુઓ તો ઊંચો
ચળકશે જાણે દિન ચાર ઘડી ચડ્યોછે;
જેમ જેમ જૈએ સામા, તેમ દર સો સો મૈલ,
પા ઘડી પ્રમાણમાં ઊંચો નજરે પડ્યો છે;
એમજ આશાનો અંત અળગો રહે અત્યંત,
પાસે પાસે જઈ કહો કોઇએ પકડ્યો છે? ૧૩૯

સાહેબ. વારૂ કેવા જનો પોતે અસુલ્ય હોય પણ પછીથી શસ્તા થઇ જાય?

ઉત્તમ. **સવૈયા.**

ઠસતા ઠસતા ઠિક આખર ઠાઠ, ધજા ધરિ ધર્મતણી ધસતા;
ફસતા ફસતા ફરિ ફેલ વિષે, વિષયી જન સંગ વિષે વસતા;

અસતા અસતા પછી ખૂબ ગયાજ, તજી રૂડી રીત તણા રસતા;
પસતાય પછી દલપત્ત કહે શસતા નહિ તેહ થઇ શસતા. ૧૪૦

સાહેબ બે સગા ભાઇઓ હોય. પણ તેઓની બુદ્ધિ અને નશીબ સરખાં હોતાં નથી. તે વિષે કહો જોઇએ.

ઉત્તમ.

સવૈયો.

પંખી થકી પ્રગટે પણ પંખિજ, ચારપગાં પશુ ચારપગાંથી;
થાય વનસ્પતિમાંથી વનસ્પતિ, માણસ તેમજ માણસમાંથી;
ન્યૂન વિશેષ ન- લેશ દિસે તન, માત તથા તન તાત તણાંથી.
દેહ મળે દલપત્ત કહે, પણ બુદ્ધિ, નશીબ, બરાબર કયાંથી?- ૧૪૧

એવામાં એક બાવો ઇડરના મહારાજ પાસે રેહેતો હતો, તે બોલી ઉઠયો. કે અમારે ભભૂત લગાવવાનો; ગેરૂ લગાવવાનો, વગેરેના મંત્રો છે. માટે તમે આ ટીલું કર્યું છે તેનો મંત્ર તમે જાણતા હો તો બોલો. નહિતો ટીલું ભુંશી નાંખો.

એકઠાકોર. ત્યારે બાવાજી. લંગોટી વાળવાનો પણ મંત્ર હશેકે?

બાવો. લંગોટીનો મંત્રતોનથી.

ઉત્તમ. લંગોટીનો મંત્ર હું જાણુંછું.

ઠાકોર. બોલો જોઇએ.

ઉત્તમ. એક છોકરો તેના બાપના કહ્યામાં રહ્યો નહિ. અને કશું ભણ્યો નહિ. તેથી મોટો થઇને બાપથી જુદો થઇ રખડતો ફર્યો. અને છેલી વારે બાવો થયો. તેને દીક્ષા આપતી વખતે તેનો ગુરૂ પાનાં ફેરવતો હતો, ત્યારે પેલા છોકરાને બાપે પુછ્યું કે પાનામાં શું જુઓછો? ગુરૂએ કહ્યું કે આ છોકરાને લંગોટી વળાવાનો મંત્ર ખોળુંછું. છોકરાને બાપે કહ્યું કે તે મંત્ર મને આવડેછે. પછી નીચે લખ્યા પ્રમાણે કહી દેખાડયો.

સવૈયો.

સારિ શિખામણ તું ન શિખ્યોજ, શિખ્યો ખળતા-જ ખરેખરી ખોટી;
તેં કથનો કદિ કાન ધર્યાં નહિ, મેં તુજ કાજ કહ્યાં પણ કોટી;
બાવન અક્ષરની બરફી બની, બેશિ બરાબર તેં નહિ બોટી;
લક્ષ્મિ મળ્યાનિ હવે તજિ લાલચ, લાડકડા સુત વાળ લંગોટી. ૧૪૨

એવામાં એક ઘરડી ડોશી, કેડેથી બહુ વાંકી વળેલી રસ્તે ચાલી જતી હતી તે સહુની નજરે પડી. ત્યારે બાવાએ કવિને પુછ્યું કે પેલી

ડોશીએ રસ્તામાં કાંઈ વસ્તુ ખોઈ હશે, તે ખોળતી જતી હશે, કે શા વાસ્તે આટલી બધી વાંકી નમીને ચાલતી હશે!

**ઉત્તમ.** એક એવી ડોશીને તમારા જેવા કોઇ જુવાને પુછ્યું હતું તેનો ઉત્તર ડોશીએ આપ્યો હતો. તેનુ એક કવિત છે.

**સાહેબ.** બોલો જોઇએ.

**ઉત્તમ.** કવિત.

કેડેથી નમેલી ડોશી દેખીને જુવાન નર,
કહે શું શોધો છો. કશી ચીજ અછતી રહી;
કહે ડોશી બાળપણું ખબર વિના મેં ખોયું,
જુવાનીમાં દીવાની તારા જેવી ગતી રહી;
છવાઈ જરાની છાયા. કાયાના વિંખાયા બંધ,
ગાયાન ગોવિંદરાયા, માયામાં મતી રહી,
ઝુકી ઝુકી ડોકી વાંકી રાખી દલપતરામ,
જોતી હું ફરૂંછું જે જુવાની કયાં જતી રહી. ૧૪૩

**બાવો.** (એક ઘરડા ઠાકોરને) કેમ કાકા, ખરી વાત કે!

**ઠાકોર.** હા, મહારાજ, ખરીવાત.

**બાવો.** (કવિને) काका સંસ્કૃતમાં કેને કેહેવાય!

**ઉત્તમ.** કાગડાને.

**બાવો.** ત્યારે ઘરડા માણસને કાકા કેમ કહેતા હશે!

**ઉત્તમ.** સવૈયા.

જોબનમાં જુવતી જર કારણ, સાંખી રહ્યા શિર સંકટ શાકા;
પ્રૌઢ પણે દલપત કહે, તતબીર તણા ન-તજ્યાજ તડાકા;
અંશ વિશેષ †મરાળ બરાબર, કેશ થયા પરિપૂરણ પાકા;
તોય કર્યો ન પ્રપંચ નિવારણ, કારણ એજ કહે સહુ કાકા. ૧૪૪

એવામાં તે ઠાકોરનો પગ બાવાજીને અડકયો. તેથી બાવાજીને ક્રોધ ચડયો.

**સાહેબ.** જગ્યાની સંકડાશ હોય તો મોકળાશ કરીએ. કેમ તમે એટલામાં સમાઈ શકતા નથી કે!

**ઉત્તમ.** હેત હોય તો એક વેંતમાં સમાય, અને હેત ન હોય તો આખી

---

†હંસ.

પૃથ્વીમાં પણ સમાય નહિ. કહ્યું છે કે-

**કવિત.**

હોય જો હૈયામાં હેત, વેંતમાં વિશામ કરે,
દારૂ સાથે દારૂ રેહેછે જુઓ જહાનમાં;
દારૂ અને દેવતાને દ્વેષ જો વિશેષછે તો,
માય નહી, પાત્ર મોટામાટલા સમાનમાં;
શીમાડાને માટે મહીપતિયો સંગ્રામ સજે,
તો શી રીતે તે સમાય સાંકડા સંસ્થાનમાં;
કહે દલપતરામ રમા સાથે રમાનાથ,
પ્રીત છે તો પોઢી રહે પ્રાગવડ-પાનમાં. ૧૪૫

**સાહેબ.** ધનમદ, વિદ્યામદ, જોબનમદ અને અધિકાર વગેરે દરએક મદથી- આંધળા થઇ જવાય. ત્યારે ચારે મદ ભેળા થાય તો કેમ થાય?

**ઉત્તમ.**

**સવૈયો.**

જોબનનો મદ, ને ધનનો મદ, તેમ ત્રિજો અધિકાર તણો છે;
વિદ્વતતા મદ તેથિ વિશેષ, હમેશ ઘટે નહિ એમ ઘણો છે;
અંધ થવાય એકેક મદે, મદ બે મળતાં બદલો બમણો છે;
દેખિ શકે દલપત્ત કહે કેમ, ચાર મળ્યે મદ ચારગણો છે. ૧૪૬

**દોહરો.**

મદથી મનુષ્યતા મટે, હોય બુદ્ધિની હાણ;
જે એવા મદ જીરવે, જેવડા જન જાણ. ૧૪૭

**સાહેબ.** હિંદુશાસ્ત્રમાં એવો દાખલો હશે, કે મોટા સત્યવાદીને જુઠું બોલવું પડ્યું હોય?

**ઉત્તમ.** લાખોની લાંચ આપતાં જુઠું ન બોલે, એવા યુધિષ્ટિર રાજા, મિત્રોના પક્ષ માટે લગાર જુઠું બોલ્યા હતા, તેથી તેમની અપકીર્ત્તિ આજ સુધી રહી છે. લડાઇમાં અશ્વથ્થામા પડ્યા, એવું યુધિષ્ટિર બોલે તો, તેમનું બોલ્યું સાચું માનીને કૌરવની ફોજ નાશી જાય એવું હતું. માટે અશ્વથામા નામના હાથીને મારી નાખીને યુધિષ્ટિર પાસે સાખ પૂરાવી. ત્યારે યુધિષ્ટિરે કાને હાથ દઇને કહ્યું કે અશ્વથામા નામનો નર, કે હાથી પડ્યો ખરો.

**સ્રગ્ધરાવૃત્ત.**

લાખોની લાંચ લેતાં જરથકિ જન જે, બોલ જૂઠા ન બોલ્યા,

સ્વાર્થે, કે સંકટે તે, સુખ દુખ સહીને, સત્યતાથી ન ડોલ્યા;
સાતે સિંધૂ તરીને, પછી અપજશની ખાડમાં કીર્ત્તિ ખોવા;
મિત્રોના પક્ષ માટે અસદ ઉચરિયા, કુંજરો વા, નરો વા. ૧૪૮

સાહેબ. માણસમાં હરેક ગુણ થોડા થોડા હોય તે ઠીક, કે એકજ ગુણ પૂરો હોય તો ઠીક.

ઉત્તમ. બીજા ગુણ થોડા થોડા હોય તો ઠીક, પણ એક ગુણ તો પૂરો જોઇએ. કહ્યું છે કે—

દોહરો.

અધુરા ગુણો અનેકથી, ગુણિજન નહીં ગણાય;
પરિપૂરણ ગુણ એક પણ, વિશ્વ વિષે વખણાય., ૧૪૯

સવૈયો.

મણિમાંહિ નહીં રસવાસ, સુવાસ, પ્રકાશ તણો ગુણ એક અનેક;
વળિ કસ્તુરિમાંહિ સુવાસ વસે, પણ રૂપ કે રંગ છતે નહિ છેક;
શુક કોકિલના સ્વર સુંદરથીજ; વખાણ કરે સઉ વિશ્વ વશેક;
સનમાન સદા દલપત્ત થશેજ, હશે ગુણ જો પરિપૂરણ એક. ૧૫૦

સાહેબ. કેવું સન્માન મળે?

ઉત્તમ. ઈશ્વર ઇચ્છાથી તેને જેવું સ્થાનક મળે તેવું તેને સન્માન મળે. કહ્યું છેકે—

કવિત.

કુંજરનુ કુળ જાતે જંગલનુ જનાવર,
વાનર, હરણ, રીંછ તુલ્ય ફરે વનમાં;
મહાવતે પકડીને પુરમાં પ્રથમ આણ્યો,
ઘાસ ભરી ભરી લાવે સદૈવ સદનમાં;
ધન આપી ધોબીએ ધોવા જવાને કાજે રાખ્યો.
રાજે રાખ્યો સેના શણગાર ગણીમનમાં;
કહે દલપતરામ, જગતની રીત જુઓ,
સ્થાનક સમાન સનમાન મળે જનમાં. ૧૫૧

ઠાકર દુષ્ટમાણસ વિષે બોલો.

ઉત્તમ

સવૈયો.

શુણિ અંતર વાત ધરેજ અનુત્તમ, ઉત્તમ વાત ધરે અળગી;
ધરીને શિર પાગ અધર્મ તણીજ, કુકર્મ તણીજ કરે કલગી;
શુભ સજ્જનની સુખકારિ શિખામણ, સાંભળતાંજ ઉઠે સળગી;

દલપત કહે જન દુષ્ટ સદા, વિષયી જન રાથ રહે વળગી. ૧૫૨

**એકસભાસદ.** સ્ત્રી, ઘણા શણગારથી શોભે કે લાજથી?

**ઉત્તમ.** કવિત.

ઝૂમી રહ્યું ઝૂમણું, ને ઝળકો રહેલી ઝાલ,
ઝમક ઝમક પગે ઝાંઝરી ઝમકતી;
ઘરાણાં ઘણાંક, સોની શુઘડે ઘડેલા ઘાટ,
ઘાઘરાને ઘેરે ઘણી ઘૂઘરી ઘમકતી;
ધમક ધમક ધરે ચરણ ધરણી પર,
ધુજે ધમકારે બધી ધરણી ધમકતી;
સજ્યા શણગાર, પણ લાજ જો લગાર નહી,
લાગી શણગારે લાશ્ચ ચોગણી ચમકતી.

એ ભાઇ કોણ છે?

**સાહેબ.** એ એક વકીલછે.

**ઉત્તમ.** કહોતો વકીલ વિષે એક કવિત કહું.

**સાહેબ.** કહો જોઇએ.

**ઉત્તમ.** કવિત

રોગ કરે ભોગ ત્યારે વૈદને વિશેષ લાભ,
દેશ ભંગ થતાં એસે કોળી તો કમાઇને;
પડે જો દુકાળ રળે દાણાના દુકાનદાર,
લડે જો ભૂપાળ, લાભ સો ગણો શીપાઇને;
માનવીઓ મરે ત્યારે ભલો લાભ ભંગીઆને,
અને અવતરે ત્યારે દામ મળે દાઇને;
દાખે દલપતરામ, લડે લોક ઠામ ઠામ,
ભલો લાભ તે સમે મળે વકીલ ભાઇને.. ૧૫૪

**સાહેબ.** પ્રીતિની રીતિ કેવી હોય, તે વિષે બોલો જોઇએ.

**ઉત્તમ.** સવૈયો.

પાણિથિ પાતળિ, જાડિ જમીનથિ મેરૂથિ, મોટિ, અણૂથકિ ઝીણી;
સોમથિ શીતળ, આગથિ ઉન્હિ, *કુસૂમથિ કોમળ, કાઠ કઠીણી;
શૂર્પનખા થકિ સોગણી મૂરખિ, પૂરિ વળી §પદમાથિ પ્રવીણી,
પ્રીતનિ રીત કહે દલપત્ત, ભલાથિ ભલી, હલકાઇથિ હીણી. ૧૫૫

**સાહેબ.** સાબાશ, ઉત્તમરામજી. તમે તમારા વડીલોની વિદ્યાનો અભ્યાસ સારો રાખ્યો છે.

---

*ફૂલ. §લક્ષ્મી.

# અંક ૧૧ મો.

**સાહેબ.** (એક કવિને જોઇને) આ કોણ છે? અને ક્યાંના રહેવાસી છે?

**દલ.** **દોહરો.**

પુરમૂળી, પરમારનું, જગત બધામાં જાણ,
નૌતમ જ્યાં બહુ નીપજે, કવિયો નેં *કેકાણ. ૧૫૯

એ ખેંગાર ગઢવી, સારા કવિ છે, અને કાઠીઆવાડના મૂળી ગામમાં રહે છે.

**સાહેબ.** તે આપણને મળ્યા હતા?

**દલ.** આપની મેળાપ કરવાની તેમની ઘણી આતુરતા હતી. પણ આજ સુધી મેળાપ થયો નહોતો. તથાપિ તેમની તરફથી આપણને મદદ મળેલી છે.

**સાહેબ.** શી મદદ મળી છે?

**દલ.** જ્યારે સન ૧૮૪૮માં પુસ્તકોની ખોળ કરવા સારૂં આપે મને કાઠીઆવાડ તરફ મોકલ્યો હતો. ત્યારે હું મૂળીએ ગયો હતો. તે વખતે જગદેવપરમારના ગ્રંથની ભાળ, મને આ ખેંગાર ગઢવીએ કહી હતી. કે તેમનો મામો જેઠો ગઢવી વાંકાનેરમાં છે તેને ઘેર જગદેવપરમારનો ગ્રંથ છે. તે ઉપરથી આપણે રાજકોટની એજનસીમાં લખીને તે ગ્રંથ મગાવી લીધો.

**સાહેબ.** ત્યારે ખેંગાર ગઢવીનો આપણે જરૂર ઉપકાર માનવો જોઇએ.

**દલ.** તે કવિતા સારી કરી જાણે છે. અને એક મોટો ગ્રંથ વ્રજભાષામાં રચવાનો તેમણે આરંભ કર્યો છે.

**સાહેબ.** ખેંગાર ગઢવી, તમે ગઇ રાતે ક્યાં હતા?

**ખેંગાર.** ગઇ રાતે તો મેં એક નાટકનો ખેલ જોયો.

**સાહેબ.** નાટકમાં કેના કેના વેષ જોયા.

**ખેંગાર.** **સવૈયો. અપ્રસ્તુત પ્રશંસા.**

નાટકિ નાટકના થળમાં, બહુ લાયક વેષ ભલા ધરિ લાવ્યો;
હોંશ થકી હરિચંદ નરેશ તણો ધરિ વેષ વિશેષ સુહાવ્યો;

---

*ઘોડા.

વેષ કર્યો પછિ કર્ણ તણો, વળિ વિક્રમ, ભોજ, સવાંગ ભજાવ્યો;
તે પછિ તો દલપત્ત કહે, નર ફાર્બસ રૂપ ધરી ફરિ આવ્યો. ૧૫૭

મતલબ કે તમેજ એ બધા દાનેશરીના અવતારી પુરૂષ છો.

**સાહેબ.** વારૂ, સરદારનો સ્વભાવ આકરો જોઇએ. કે નરમ જોઇએ?

**એક ઠાકોર.** સરદારનો સ્વભાવ જો નરમ પાણીના જેવો હોય તો પછી તેનો વકર પડે નહિ.

**ખેંગાર.** **શાર્દૂલવિક્રીડિત વૃત્ત.**

શીળો નર્મ સ્વભાવ-શુદ્ધ જળનો, ચાલે નમીને સહી;
રાખે ટેક અનેક આપ ઉપરમાં, તે છેક છોડે નહીં;
તારે છે હલકાજ-ને, પણ કરે ભારે તણા ભક્ષને;
જ્યારે જોર કરી જવાજ નિકળે, પાડે વડા વૃક્ષને. ૧૫૮

**સાહેબ.** પૃથ્વીના જેવી ક્ષમા રાખનારા પુરૂષો, કોઈ વખતે ક્ષમા છોડે કે?

**ખેંગાર.** એક માટીખાણમાં આઘે આઘે ખોદતાં, ઉપલી ભેખડ તુટી પડવાથી બે ત્રણ બાઇડીઓ દબાઇ મુઈ, તે સમે એક કવિને અને પૃથ્વીને સંવાદ થયો હતો.

**સાહેબ.** તે કહો જોઇએ.

**ખેંગાર.** **શાર્દૂલવિક્રીડિત વૃત્ત.**

રેઉર્વી તુજમાં રહે બહુ ક્ષમા, જે સર્વ જાણે નકી;
માટીખાણ વિષે મરાઈ અબળા, તો કેમ તારા થકી;
બોલી બોલ, ઉદાસિ એમ અવની. શું ધૈર્ય રાખું ધરી;
એવા લોક, અનેક આગ્રહ ધરી, ક્ષાંતી તજાવે ખરી. ૧૫૯

**સાહેબ,** જે નર ગધાડા જેવો, કે ગાડર જેવો અજ્ઞાની ગણાતો હોય, અને કશો હુનર ન આવડ્યાથી ડરમાં રહેતો હોય, તો કયા ઉપાયથી તે સારો થાય.

**ખેંગાર.** વાંચવા, અને લખવા શીખે તો સારો થાય. કહ્યું છે કે—

**સવૈયો. સિંહાવલોકન.**

નરમાં ગુણ જો નહિ હોય બીજા, પણ એક ઉપાય ધરે કરમાં;
કરમાંથી તજે નહિ કાગળને, ઉગતા દિનથી દિન-આખરમાં
ખરમાં ન ખપે કદિ તેહ ખરેખર, તેમ ગણાય-ન ગાડરમાં;

ડરમાં ન રહે દલપત્ત કહે, હરરોજ ચડે ચિત હૂંનરમાં. ૧૬૦

**સાહેબ.** કળથી કામ સિદ્ધ થાય,કે બળથી અને છળથી?

**ખેંગાર.** સવૈયો. સિંહાવલોકન.

કળથી કરિયે સિદ્ધ કારજ સર્વ, પડે પસતાવું ન પાછળથી;
છળથી કરતાં કદિ, છેક બને મુખ કાળું, અકીરતિ-કાજળથી;
જળથી ન મટે કદિ ધોઈ જુઓ, ઘશિ લોહિ જુઓ કદિ કાંબળથી;
બળથી દલપત્ત કશું ન બને, સિદ્ધ કાજ કરાય સદા કળથી. ૧૬૧

**રળીઓગઢવી.** ઝટ સમજાઇ જાય, તે કવિતા મોળી લાગેછે.

**ખેંગાર.** નવો અભ્યાસ હોય ત્યારે તાણી મેળીને શબ્દો બેસારવા પડે તે કવિતા કિલષ્ઠાર્થ થાય, પછી સારો અભ્યાસ થાય ત્યારેજ સરલ કવિતા રચી શકાય, અને ગૂઢાર્થ કવિતા કરવી હોય તો કઠણ પણ થાય.

**સાહેબ.** રળિઓગઢવી સમજી શકે નહિ એવો એક સવૈયો બોલો જોઇએ.

**ખેંગાર.** (પોતાના દફતરમાંથી કાગળ, ખડીઓ, અને લેખણ કાઢીને એક સવૈયો રચીને બોલ્યા.)

સવૈયો. ગુઢાર્થ.

સૂ કરિને કરતાર તણી, કરતાં વિનતી ઘર તે કરી આપે;
સૂ કરતાં ખડમાં પણ ખૂબ, જુઓ ખસબોઇ ખરેખરી વ્યાપે;
સૂ કરિને ખલ ખાય સદા, મળવા જન ઇશ્વરમાં મન થાપે;
સૂ કરિને કરડી દલપત્ત કહે, વળી કોકળીનાં ફળ કાપે, ૧૬૨

**રળીઓ.** સાંભળો એનો ઉત્તર હું કહું.

સવૈયો.

ભકિત કરી કરતાં વિનતી, નચળે ઘર એવું પ્રભૂ કરિ આપે;
જો ખસબોઇ વિષેજ રહે ખડ, તો ખડમાં ખસબોઇજ વ્યાપે;
ચોરિ તણા ધનથી કરિ ધર્મ, પછી ખળ ખાય, પ્રભૂ મન થાપે,
દૃષ્ટિ કરી કરડી દલપત્ત, *કુધી નર કોકળિનાં ફળ કાપે. ૧૬૩

**ખેંગાર.** ગૂઢાર્થનો ઉત્તર એવો હોય નહિ. અને “શું કરીને” એમ મારા સવૈયામાં નથી. પણ “સૂ કરીને” એમ છે.

---

*ક્રોધી.

રજીઆ. ત્યારે બીજો અર્થ તો મને સુજતો નથી.

ખેંગાર. જેમ વગડામાં જઇને જેણે જણુશ ડાટી હોય. તે ડાટનારનેજ જડે, તેમ ગૂઢાર્થ સરલ રચ્યો હોય તોજ બીજાને જડે, નહિતો તે રચનારનેજ જડે.

સાહેબ. તમેજ અર્થ કરો જોઇએ.

ખેંગાર. એનો અર્થ એમ છેકે, "સૂ અક્ષર કરીને પછી "તાર" કર. એ. ટલે "સૂતાર" ની વિનતિ કરતાં, તે સૂતાર ઘર કરી આપે. અને પ્રથમ "સૂ અક્ષર કરતાં ખડમાં પણ, એટલે "સૂખડમાં" ખરેખરી ખસબોઈ આવે છે, અને સૂ અક્ષર કરીને "ખ" લ. ખાય એટલે "સુખ" મળવા સારૂ માણસ ઇશ્વરમાં મન થાપેછે. અને "સૂ" અક્ષર કરીને "ડી" કર, એટલે "સૂડી" સોપારીનાં ફળ કાપેછે.

એવી ચર્ચા ચાલે છે એવામાં એક ઠાકોરે ખેંગારની કલમ સુંદર હતી, તે જોવા સારૂ હાથમાં લીધી. અને તે લેખણથી કેવા અક્ષર નીકળે છે, તે જોવાની મરજી થઈ; તેથી કોરા કાગળમાં આ નીચે પ્રમાણે અક્ષરો લખ્યા. "હરાડ હોરીઓ હડી પૈસાભાર ધૂપેલ લઇને, માથાં" હોળતી હતી, ત્યાં એક હોરે પોપટ ઉરાડી મુકયો. તે હોરીઓ ગોધાની" "તથા જુનાઘડની હતીઓ".

અક્ષરતો સારા નીકળ્યા. તે જોઇને ઠાકોરે કવિ ખેંગારને પુછ્યું, કે આ કલમ તમારી છે?

ખેંગાર. (અક્ષર જોઇને) આ મારી કલમ નહોય.

ઠાકોર. આ બધો લખવાનો સામાન તમારો છે, અને કલમ તમારી નથી એવું કેમ કહોછો?

ખેંગાર. કવિત.

વહોરાને હોરા લખે, અઢીને તો હડી લખે,
લાખ વસા લખે વળી હરાડ અઢારને;
કાંશકીએ કેશ તણી ઓળો પાડે અબળા, તે
ઓળવું ન લખે, લખે હોળવું હકારને;
ઉડ ધાતુ ઉપરથી ઉડાડવું લખવું, ત્યાં-

ઉરાડવું લજે, તજી ધાતુના આધારને;
કહે દલપત, મારી કલમ ન કહું તેને,
જીભ પણ પારકી, જો લે એવા ઉચ્ચારને. ૧૬૪

દોહરો.

ધોધાના ગોધા બને, ગઢનો ધડ થઇ જાય;
તો તેને મુજ કર તણી, કલમ કેમ કહેવાય. ૧૬૫

**સાહેબ.** હરેક વસ્તુ, કે માણસ. મોંઘું અને સોંઘું શાથી થાય?

**ખેંગાર.** કવિત.

હોય ઘણા હાથી, ત્યાંતો હાથી પશુ સાથી જેવા,
હોય થોડા હાથી ત્યાં હાથી સેનાનુ નાક છે;
થોડાં જ્યાં અંજીર, ત્યાં વજીર કે અમીર ખાય,
ઘણાં જ્યાં અંજીર ત્યાંતો સૌને મન શાક છે;
મળે-ન મકાઈ, ત્યાં મકાઇનો મેવો મનાય,
મળે જ્યાં મકાઈ ત્યાં તે રાંકનો ખોરાક છે;
કહે દલપતરામ જ્યાં જેની અછત અતિ,
ત્યાં તે મૂલ પામે, ને ન-પામે જ્યાં અથાક છે, ૧૬૬

**સાહેબ.** સજ્જનની શીખામણ કેટલાએકના અંતરનાં ઉતરતી નથી તેનુ કારણ શું?

**ખેંગાર.** જેમ કોઈ સરદારની છબી ફોટોગ્રાફી યંત્રથી કાચ ઉપર પાડેછે તેનાં બરાબર સાધનો જોઇએ. તેમજ સજ્જનના અંતઃકરણની છબી સામાના અંતઃકરણમાં પાડવાને તેવાં સાધનો જોઇએ. કહ્યું છે કે—

કવિત.

કાચ જેવું સાફ કરી કાળજું કપટ કાઢી,
ચાંદી જળ જેવો વિશવાસ તેને ચોપડે;
સુવિચાર સુમતિ રૂપી બીજા રસે રસાવી,
વૃત્તિરૂપી યંત્ર સ્થિર વચ્ચે રાખવો પડે;
પ્રભુ-કૃપારૂપી રવિકિરણ સહાય હોય,
પ્રગટ પ્રબોધ તણું પ્રતિબિંબ તો પડે;
પડે નહિ શુદ્ધ પ્રતિબિંબ દલપત કહે,
એમાં કશો અંતરાય અન્ય આવી જો પડે, ૧૬૭

સાહેબ. ઇશ્વરની માયા કેવી છે? તે વિષે એક કવિત કહો.

એંગાર. કવિત.

અજ્ઞાનના પટ ઓથે કૃત્ય કરનાર રહ્યો,
કોઈ ન-કળી શકે કે કેવી એની કાયા છે;
ભાત ભાત ચિત્ર તણો ભાળીએ ભલો આભાસ,
છેક ન-કહી શકાય એતે કેની છાયા છે;
ક્યાંથી આવ્યાં, ક્યાં ગયાં, ને દૃષ્ટિએ દેખાયાં તે શું?
મોટા મોટા મતિમંત દેખીને મુંઝાયા છે;
કહે દલપત જેવી જાદુ તણા ※ફાનસની,
છબીઓની છાયા એવી ઈશ્વરની માયા છે. ૧૬૮

ઉત્તમરામ. એક સમશાનુ કવિત છે, તેનો અર્થ હું ધારૂં છું કે એંગાર કવિ કરી શકશે.

એંગાર. તે કવિત બોલો. જો સમજાશે તો હું ઉત્તર કરીશ.

ઉત્તમરામ. કવિત.

પીછાંવાળો છે તથાપિ મોર કે *મરાળ નથી.
પંખો રાખે છે તથાપિ પક્ષી ન-પ્રમાણીએ;
કંઠે ગળીયલ રંગ કહો નહિ નીલકંઠ,
સેથો પાડ્યો શીર, માટે †શિવડો ન-જાણીએ.
ધનનો ભંડારી, પણ ભંડારી કુબેર નહિ,
છે §ચતુરકર પણ વિષ્ણુ-ન વખાણીએ;
પાળે છે સરસ્વતીને પણ નહિ ‡પિતામહ,
કહે દલપત એ તે કોણ ઉર આણીએ. ૧૬૯

એંગાર. દોહરો.

પત્ર લખે પીંછાવડે, છે ત્રિજોરિપતિ છાપ;
ચતુર કરે જન, ચાહિને; એ તો ફાર્બસ આપ. ૧૭૦

એવામાં એક મસ્તાનો ભાખારી આવીને ભીખ માગવા લાગ્યો. તેને કેટલાએકે કહ્યું કે જા ગામમાં જઇને કણીક કે લોટ માગીખા.

---

※મેજીકલેંટર્નની. *હંસ. †ગોરજી. §ચાર હાથવાળો અથવા બીજાને ચતુર કરનારો. ‡બ્રહ્મા.

ખેંગાર. કવિત.

ભક્ષ માટે ભકત બની ખાવી હોય ભીખ માગી,
મોટી મોટી માળાઓ, નેં કંઠી ઘાલ કોટમાં;
ઉદ્યમ કરી અનાજ પામવાની ઇચ્છા હોય,
મારગ લે મુંબઈનો ચાલ ચડી ગોટમાં;
જાવા ભણી જાવા માટે, પાસે પુંજી ખાવા હોય,
વેષ લે વિદેશીનો નેં બેશ આગબોટમાં;
કશુંએ ન સૂજે તો તું કહે દલપત રામ,
કાંતો માગ કણીક, કે લક્ષ રાખ્ય લોટમાં, ૧૭૧

એક ઠાકોર. વારૂ, ગાય કે ભેંશ રાખવી તે ઠીક, કે ઘોડું ઠીક?

ખેંગાર. એક ધણી ધણીઆણીને એ વિષે વાત ચીત થઇ હતી, તેનો એક સવૈયો છે. તેનાં પહેલાં બે પદ ધણીએ કહ્યાં છે, અને બીજાં બે પદ ધણીઆણીએ કહેલાં છે.

ઠાકોર. બોલો જોઇએ.

ખેંગાર. સવૈયો.

ગાય ભલી, ભલિ ભેંશ વિશેષ, ‡તુરંગમ જંગમ જાત વખોડું;
દૂધ, દહીં, ઘૃત દે ન-કદી, થિર ઠામ રહે કરિ કારજ થોડું;
પ્યારિ કહે પિયુ, પર્વતણે દિન, જો કદિ જુદું પડેલ સજોડું;
ટાળિ વિજોગ, સંજોગ કરે, ઘરમાં ઘરનાથ વસાવવું ઘોડું. ૧૭૨

સાહેબ. મનનો સ્વભાવ કેવો છે? તે વિષે એક કવિત બોલો.

ખેંગાર. કવિત.

મન રૂપી ઘોડો, જેનો વેગ નથી થોડો, જેનો—
જડે નહિ જોડો, એવો દોડ્યો જાય દૂર તે;
ગણે નહિ ટાઢ તાપ, ગણે નહિ પુણ્ય પાપ,
ગણેન અમાપ પાઢ પાણીતણું પૂર તે;
ઉડીને આકાશ જાય, કુદીને કૈલાશ જાય,
પાતાળની પાસ જાય, જલદી જરૂર તે;
કહે દલપતરામ, શી રીતે લવાય ઠામ,
જો કદાપિ કરે આમ ફાવતું ફીતૂર તે. ૧૭૩

‡ઘોડું.

રળીઓ. આવી કવિતા સાંભળીને આ સભાના લોકો રાજી થાયછે. પણ મને તો કંટાળો ઉપજે છે, અને વળી આનુ નામ તે કવિતા કહેવાય કે?

ઉત્તમરામ. કવિત.

જળદનુ જળ જોઇ જવાસો પ્રજળી જાય,
ભાનુનો આભાસ ભાળી ઘૂડ ગભરાય છે;
સિંહનાં સંતાન દેખી હરણ હબક ખાય,
*તારક્ષ્ય-પ્રતાપ પેખી સાપ સંકોચાયછે;
એટલો †ચકોર-મિત્ર દેખી દલપત કહે,
ચોરને ખચીત ચિત્ત ચટપટી થાયછે;
સોક્યનાં સંતાન દેખી સોક્યનુ સુકાય તન,
સુકવિની કવિતાથી કુકવિ સુકાય છે. ૧૭૪

ખેંગાર. (એક કાગડાને જોઇને) પેલો કાગડો કોઇલિને ચાંચો મારે છે તે વિષે કહોતો એક કવિત કહું.

સાહેબ. બોલો જોઇએ.

ખેંગાર. કવિત.

કહું તને શૂણ કાગ, રૂડો નથી તારો રાગ.
કોયલની કશો વાંક કાઢીએ તે કારણે;
કોયલ સાથે કંકાસ. મિથ્યા તું શામાટે કરે,
બકવાથી તને કોઇ બાંધશે-ન બારણે;
સ્રજનારે સ્રજ્યો સ્વર, તેથી તું સંતોષ પામ,
વૈર કર્યે તારો વાંક થશે-ન નિવારણે;
દાખે દલપતરામ, માન નહિ મળે આમ,
માર મનમાંની રીસ, ધાર મન ધારણે. ૧૭૫

સાહેબ. ખેંગાર ગઢવી. હાલ તમારા ગાંમમાં કોઈ તમારી પાસેથી કવિતા વિદ્યા શીખે છે કે?

ખેંગાર. હા સાહેબ. કેટલાએક શીખેછે ખરા, પણ એક રવિદાસ નામે ચારણ છે તે મારૂં નામ રાખે એવો જણાયછે. કેમ કે તે ઘણો હુશીઆર કવિ થાશે.

---

*ગરૂડ. †ચંદ્ર.

# આંક ૧૨ મો.

એક કવિ, નીચે લખેલો સવૈયો બોલે છે,

## સવૈયો.

[1]પાક અથાક પિનાક [*]પતી સમ, [*]વાકપતી સમ વાક-વિલાસી;
ધારણ ધીર, સંસાર સુધારણ, કીર્તિ વધારણ, કષ્ટ વિનાશી;
[†]જાન તણા સુત, જુક્તિ સુજાણ, [§]કૃપાણ ને બાણ-કળા અભિયાસી;
ક્ષત્રિ તણો સુત તુંજ ખરેખર, વાહરે વાહ વિલાયત વાસી. ૧૭૬

**સાહેબ.** (પોતાના કવિને) આ કોણ છે?

**દલ.** એ ભાવનગરના રાજા વિજયસિંહજીનો કવિ હમીર રાવળ છે. એણે તે રાજાનો ગ્રંથ "દસરાબનાવ" નામે રચેલો છે. તેથી રાજાએ તેને પુત્ર પૌત્રાદિક વંશપરંપરા ભોગવવાને જાગીર બખશીશ આપેલી છે. તે મોજે લાખણીમાં રહે છે.

આ કવિ આપણને ઘોઘામાં મળ્યો હતો. અને આપે પ્રસન્ન થઇને તેને પાઘડી શેલાં વગેરેનો સિરપાવ આપ્યો હતો તે.

**સાહેબ.** હા હા, ખરા ખરા, એતો સારા કવિ છે. એમણે બનાવેલો દસરા બનાવ ગ્રંથ આપણે લખાવી લીધો છે, તે આપણી પાસે છે. કવિરાજ, વક્રોક્તિ અલંકારનુ એક કવિત બોલો જોઇએ.

**હમીર.** જ્યારે સીતાને લઈ જઇને રાવણે બાગમાં રાખી હતી, અને તેની પાસે રાક્ષસણીઓને મુકી હતી. તેવામાં એક સમે સીતાએ પોતાના સ્વામીને સંભારીને કવિતનુ એક ચરણ કહ્યું. એટલે રાક્ષસણીએ વક્રોક્તિમાં બીજું ચરણ કહ્યું. વળી ત્રીજું ચરણ સીતાએ કહ્યું એટલે રાક્ષસણીએ ચોથું ચરણ કહ્યું. તે નીચે પ્રમાણે.

## કવિત. વિક્રોક્તિ.

અરે દશરથ લાલ મળશે ક્યાં મને હવે,
તજ વિના મારૂં મુખ ઉદાસી અપાર છે;
એક લાલ રથ બસ, દશ રથ શું કરીશ,

---

[1]પવિત્ર. [*]શિવ. [*]વૃહસ્પતિ. [†]જાન ફાર્બસનો પુત્ર કિન્લાક ફાર્બસ. [§]તરવાર.

તજ સાટે મરી ચાવ, તેમાં ગુણ સાર છે;
તારા વિના અતિ મારા તનમાં ઉતાપ થાય,
ઓ રસિયા આવ, હવે કેટલીક વાર છે;
તારા ધણા રાત્રિયે દેખાશે, ન-ફિકર કર,
ઓરશિયો શું કરીશ, ચંદન તૈયાર છે. ૧૭૭

**બાવો.** અરે આવી શી ખાલી માથાકુટ કરવી? ખટઉર્મી જીતીને ખટ-શાસ્ત્ર, તથા છ ભાષાઓ શીખીને પોતાનુ ખટકર્મ કરવું તેજ ઠીક છે,

**હમીર.** તમે તે બધું શીખ્યા હશો, પણ હજી તમે ખટકામાં નૈં ખટ-કામાં છો.

### સવૈયો.

ખટકર્મ તણા ખટ-મર્મ શિખ્યો, ખટ વાણિ વિચાર ધર્યો ખટધામાં;
ખટ સ્વાદ તજી, ખટ અંગ ભણ્યો, ખટ રીતુ વિષે ન-વસ્યો ખટલામાં;
ખટ ઉર્મિ જિતી, ખટ ચક્ર દિઠાં, ખટ રાગ શિખ્યો ન સુતો ખટવામાં;
ખટ શાસ્ત્ર પઢ્યો દલપત્ત કહે, ખટપદ્ર મટી-ન, રહ્યો ખટકામાં ૧૭૮

**બાવો.** કોઈ રાજાએ સારો કવિ ન-રાખ્યો હોય, અને સાધારણ કવિ રાખ્યો હોય તો શું તેનુ કામ નભે નહિ?

**હમીર.** શા વાસ્તે ન-નભે? કોઈ દેવ ચંદન, કંકુ, કેસર, કે સિંદૂર લેપન કરેછે, અને શિવજી રાખ ચોળીને નભાવે છે. કહ્યું છે કે—

### દોહરો.

ચંદન ચરચે અંગમાં, સકળ દેવનો સાથ;
નિત્યપ્રતિ જુઓ નભાવિ લે, ભસ્મે ભોળો નાથ. ૧૭૯

**બાવો.** કવિ લોકો ગપ બહુ ચલાવે.

**હમીર.** ગમારને મન ગપ લાગે, પણ સમજુને મન સાચું લાગે.

**સાહેબ.** તેનો દાખલો બતાવો જોઇએ.

**હમીર.** દોહરો.

કવિ જૂઠું કદિ નવ કહે, જૂઠા જેવું જણાય,
ગુંઝા માંહિ પડ્યું પડ્યું, વળિ અંગરખું વણાય. ૧૮૦

**સાહેબ.** ગુંઝામાં પડ્યું પડ્યું અંગરખું શી રીતે વણાય?

હમીર. "ગુહ્ય" એ શબ્દનો અપભ્રંશ ગુંઝું છે. અને "ગુહ્ય" ઉપસ્થ ઇંદ્રિનુ નામ પણ છે. માટે ઉપલા દોહરાની મતલબ એ છે કે સ્ત્રીના પેટમાં બાળકના શરીર ઉપરની ઓર (अंगरक्षकं) વણાય છે. એટલે તૈયાર થાય છે.

હમીર. દોહરો.

સરિતાઓ સાગર મળી, વેંત સાત વિસ્તાર;
સમજે તે સાચું ગણે, ગપ સમ ગણે ગમાર. ૧૮૧

સાહેબ. બધી નદીઓ અને સમુદ્ર સાત વેંતમાં શી રીતે સમાય?

હમીર. છેક ન્હાનાં બાળકથી તે ઊંચામાં ઊંચા માણસ સુધીનાં શરીર પોતપોતાની સાત વેંતમાં હોય છે. તેમ બ્રહ્માંડને પુરૂષ કલ્પિને તેનુ નામ વૈરાટ પુરૂષ પાડેલું છે. માટે તેનુ શરીર તેની સાત વેંતોનુ છે. અને તેમાં બધી નદીઓ, નેં સમુદ્રો છે.

હમીર. દોહરો.

બાર માંહિથી ત્રીશ ગત, બાકિ રહ્યા અગ્યાર;
સમજે તે સાચું ગણે, ગપ સમ ગણે ગમાર. ૧૮૨

સાહેબ. બારમાંથી ત્રીશ જાય, તો બાકી અગ્યાર શી રીતે રહે?

હમીર. બાર મહિનામાંથી ત્રીશ દહાડા જાય, તો બાકી અગ્યાર મહિના રહે.

દોહરો.

શણગારે સોની ઘડ્યો, એ આશ્ચર્ય અપાર;
સમજે તે સાચું ગણે, ગપ સમ ગણે ગમાર. ૧૮૩

સાહેબ. શણગારને સોની ઘડે, પણ સોનીને સણગાર શી રીતે ઘડે?

હમીર. આ જગતનો શણગાર માણસજાતિ છે. તે માણસો જગત્કર્ત્તાની મૂર્તિ બનાવાવીને પૂજે છે.

દોહરો.

એક સતી વર સાતને, ઇછિતિ હતિ એક વાર;
સમજે તે સાચું ગણે, ગપ સમ ગણે ગમાર. ૧૮૪

બાવો. એક વારે સાત વરને ઇચ્છે, તે સતી કેમ કહેવાય?

હમીર. વરસાતને એટલે મેહને ચહાતી હતી.

### દોહરો.

એક પુરૂષ ઊંચો ચડી, મુખ વિણ કરે ઉચ્ચાર;
સમજે તે સાચું ગણે, ગપ સમ ગણે ગમાર, ૧૮૫

**બાવો.** ઊંચો ચડીને મુખ વિના ઉચ્ચાર શી રીતે કરે?

**હમીર.** વરસાતને મુખ નથી, પણ ઊંચો ચડીને ગર્જના કરેછે તે.

### દોહરો.

જનિતાને પુત્રે જણી, ચાતુર કરો વિચાર;
સમજે તે સાચું ગણે, ગપ સમ ગણે ગમાર. ૧૮૬

**બાવો.** દીકરે માને શી રીતે જણી?

**હમીર.** આંમલિનો દીકરો આંબલિયો (કચુકો) તે આમલીના ઝાડને જણેછે.

### દોહરો.

નર ઝૂઝે, નારી મરે, જુએ સોખ્ય સરદાર;
સમજે તે સાચું ગણે ગપ સમ ગણે ગમાર. ૧૮૭

**બાવો.** ઝૂઝે એટલે લડાઈમાં અથડાઅથડી તો મરદો કરે, અને તેની મહેનતના બદલામાં મરે તો સ્ત્રિયો; એવી વાત કેમ મનાય?

**હમીર.** પાસા ઝૂઝે, અને મરે સોગઠીઓ તે.

એવામાં તે બાગમાં લાલ માળી. અને લાલુ માળણ કેળો ઉપરથી કેળાં પાડતાં હતાં. તે કેટલાંએક લીલા રંગનાં, અને કેટલાંએક રાતા રંગનાં હતાં.

તે માળીના હાથ નીચે એક ચાકર ને ચાકરડી હતાં તે બને જણાને પગે થોડી થોડી ખોડ હતી. તેઓ પણ એજ કામ કરતાં હતાં અને બધાં કેળાં એકઠાં કરતાં હતાં. તે બધાંને જોઈને દરબારના એક મહેતાએ કહ્યું કે-

ઓ લાલુ તમે બે જણીઓ લીલાં લીલાં લો, અને લાલ રાતાં રાતાં લે, એમ કરો.

**સાહેબ.** આમેહેતે જે શબ્દો કહ્યા, તેમાં કંઇ મનરંજન ચમત્કાર નથી, તોપણ એજ મતલબનાં વાક્યો કવિની કલમથી લખાયતો તેમાં કંઇ ચમત્કાર આવેકે?

**હમીર.** હા સાહેબ. જો કવિ ચમત્કાર લાવવા ચહાયતો એવી સહેજ બાતમાં પણ લાવે.

સાહેબ. એજ મતલબનો દોહરો રચીને કહો જોઇએ.

હમીર. દોહરો.

લાલૂ લે લીલાં લિલાં, લાલ લાલ લે લાલ;
લીલાં લીલાં લૂલિ લે, લૂલો લેલે લાલ ૧૮૮

સભાસદો, સાબાશ, સાબાશ. )એમ સહુ બોલી ઉઠયાં)

સાહેબ. સ્રિયોની કે પુરૂષોની સભા બેઠી હોય, તેઓમાંથી ખાનદાનનાં ફરજંદો અને હલકાં માબાપનાં ફરજંદો શી રીતે વરતાય?

હમીર. કવિત.

હાસ્યરસ હોય ત્યારે મુખ મલકાવે, પણ-
દાંત ન દેખાડે તેતો સુંદરી સજાતની;
મરદ જે મરજાદ મેલી બોલ બોલે નહિ,
એનીતો ઓલાદ ખાન દાન ખરે ખાતની;
નિર્લજ નઠારા બોલ બોલે જે ટુંકારા કરી,
ટોળી ભીલ કોળીની, કે હોળીની હયાતની;
કથન કથેલ થકી કહે દલપતરામ,
જાણીએ જરૂર જાત તેનાં માત તાતની. ૧૮૯

એવામાં એકઝાડની ડાળ ઉપરથી ગુંદર જેવા રસના છાંટા હમીર રાવળ ઉપર પડયા, એટલે બધા સભાસદોની નજર તે તરફ ગઇ.

સાહેબ. શું થયું એ?

ઉપેંદ્ર વજ્રાવૃત્ત.

હમીર. વિદેશિ સૂબો કવિને નિવાજે, સ્વ દેશિ સૌકો નહિ કેમ લાજે;
નજીવ જાળાં નહિ મર્મ જાણે. સજીવ સર્વે અવશે સુટાણે. ૧૯૦

સાહેબ. (એક ભાટને જોઇને) બારોટ તમે કેમ કાંઇ કવિતા બોલતા નથી.

બારોટ. અમે તો રાણીમગા છીએ.

હમીર. સવૈયો. પરિકરાલંકાર.

જ્યાં વિદવાન મહાન મહાન, કરે કવિયો ચરચા કવિતાની;
શોધક જ્યાં વળિ સાર તણા, સરદાર વિરાજિત મધ્ય સભાની;
પંડિત પકવથિ વાણિ પઢાય, અપકવથિ છેક રખાયજ છાની;
રાવમગાનિ રહે નહિ હોમત, કેમ શકે રહિ રાણિમગાની. ૧૯૧

ભાગોટ. ગમે તેવો મોટો રાજા હોય, પણ તેના હાથનું અમે દાન લેતા નથી. અમેતો રાણીઓનેજ રીઝવીએ, અને તેઓની પાસેથીજ સીરપાવ લઇએ, એવો અમારા કુળનો ચાલછે માટે આ સભામાં અમારે કાંઇ બોલવાનું નથી. અમારી વિદ્યાજોવી હોયતો, મઠમ સાહેબની આગળ જઇને વાદ વિવાદ આપણે સઉ કરીએ પછી અમારૂ પરાક્રમ જોઇલો.

રળીઓ. આટલા બધા કવિઓમાંથી હજી મને કોઇ જીત્યો નથી, તો બીજાને શું જીતશે!

હમીર. તમને કેવી રીતે જીતીએ

રળિયો. તમે ગમે તે બાબતનો અરધો સોરઠો બનાવો, તે હું પૂરો કરી આપું, તો હું જીત્યો કેહેવાઉ અને જો તે મતલબનો પૂરો કરી શકું નહિ, તો તમે જીત્યા કહેવાઓ.

હમીર. હું જે મતલબનો અરધો સોરઠો બનાવી આપું, તેની મતલબ બરાબર સમજીને તમારે પૂરો કરવો.

રળિયો. હા. તેમજ કરીશ.

હમીર. જો મતલબ સમજ્યા વિના કરશો, ને પછીથી કહેશો કે પ્રથમ હું સમજ્યો નહોતો, માટે ફરીથી કરૂં. તો તે વાત મંજુર થશે નહિ.

રળિયો. વારૂ તે વાત મારે કબૂલ છે. પણ આપણે શાની સરત કરવી

હમીર. જે હારે તેણે, આ સભામાં મુંગા બેશી રહેવું. સભાનુ કામ ચાલે ત્યાં સુધી એક અક્ષરે પછી બોલવો નહિ.

રળિયો. ઠીક છે. તમે અરધો સોરઠો રચીને બોલો.

હમીર. सोरठार्ध.

जेसा करने जाय, फल सेवे तेसा सदा;

રળિયો. ઓહો, એમાં તે શું કઠણ છે.

काहो कहांसे खाय, निंब बोइकें अंबफल. १९२

હમીર. તમને ખબર નથી? કે આ સભામાં પ્રથમથીજ ઠરાવ થયેલો છે કે સઉએ ગુજરાતી ભાષાનીજ કવિતા બોલવી.

રળિયો. ત્યારે તમે અરધો સોરઠો હિંદુસ્તાની ભાષામાં કેમ કહ્યો,

હમીર. મેં હિંદુસ્તાનીમાં કહ્યોજ નથી, એતો સોરઠો ગુજરાતના પેટ

એક "સા" સાહુકારને કહેલો છે. તે નીચે પ્રમાણે છે.

**સોરઠો.**

જે સાકર ને "જાય,ફળ" સેવે તે સા સદા;
પંડે પુષ્ટ જણાય, રોગ રહે નહિ રગ વિષે. ૧૯૩

તે સાંભળીને સહુએ તાળીઓ પાડી, ને કહ્યું કે રળિઓ ગઢવી હાર્યો. પછી રળિયાને મુંગા થઇને બેશી રહેવું પડ્યું.

**સાહેબ.** હમીર રાવળ, તમે ક્યાંઇ જતાં, જ્યોતિષ પ્રમાણે ચંદ્રમાનું ઘર, અને આનંદયોગ વિગેરે જુઓછો કે નહિ.

**હમીર.** **કવિત.**

સારૂં કામ સાધવાને શૂરને શુકન કશાં?
ચંદ, ને આનંદયોગ, ફંદ ફાવે ફોશીને;
ઘર ચલાવામાં ઘરધણી ઘણો ઘેલો હોય,
પળ પળ પ્રતિ જાય પૂછવા પાડોશીને;
ક્યારે ન્હાઉં, ક્યારે ખાઉં, ક્યારે સેજે સુઇ જાઉં,
ક્યારે જાઉ કચેરી, કલમ કાને ખોશીને;
જાણે તેતો સદ્ય કામ સાધે દલપતરામ,
જાણે નહિ તેતો જઇ પુછે જાણા જોશીને. ૧૯૪

**સાહેબ.** ફકત બીજાઓની સહાયતાથીજ સર્વે કામ સિદ્ધ થાય કે નહિ.

**હમીર.** **સવૈયો.**

કોઇથિ થાય સહાય નહીં, કદિ શકિત નહોય કશું કરવાની;
શસ્ત્ર સહાય કરે શૂરવીરનિ, ધીરજ હોય દિલે ધરવાની;
વાયુ વડે દલપત્ત વદે, ગતિ નાવનિ નીર વિષે ફરવાની
*વાથિ સહાય ન થાય કશી, નહિ નાવનિ ત્રેવડ જો તરવાની. ૧૯૫

આ જગતમાં સર્વને એકબીજાંનો આધાર છે. કહ્યું છે કે—

**કવિત.**

પુરૂષને પ્રમદાનો, પ્રમદાને પુરૂષનો,
પ્રજાને રાજાનો, રાજાને પ્રજાનો પ્યાર છે;
જડ તે ચૈતન્ય તણો, ચૈતન્ય તે જડ તણો,
હેમ તણો હીરો, હેમ હીરાનો શૃંગાર છે;

*વાયુથી

ગરીબને તવંગર, તવંગરને ગરીબ,
શિષ્યને શિક્ષક, શિક્ષકને શિખનાર છે;
નાવને નાવિક નર, નાવિકને નાવ નામ,
આમ દલપત અન્યોઅન્યનો આધાર છે. ૧૯૬

વળી કોઈ સમે એવું પણ બને, કે જે જીવાડનાર હોય, તેજ મારી નાખે.

**કવિત.**

પવનથી દીપક પ્રજળતો ઓલાઈ જાય,
પવન વિના પણ પલકમાં બુઝાય છે;
પાવકથી પ્રાણિયોના પંડ તો પ્રજળી જાય,
પાવકે પકાવેલાથી પોષણ પમાય છે;
જળમાં જો ડુબી જાય, જીવનું જોખમ થાય,
જળ વિના પળમાં જરૂર જીવ જાય છે;
દાખે દલપતરામ, દેખો ભાઈ દુનિયામાં,
જેથી કદી જીવ જાય, તેથીજ જીવાય છે. ૧૯૭

**સાહેબ.** આ જગતની માયા કેવી છે? તે વિષે એક કવિત કહો.

**હમીર.** **કવિત.**

જેમ કોઈ ભોળો ભાઈ ભૂતનો આભાસ ભાળે.
એવોજ આભાસ જુઠો જગતનો જોઇએ;
દેખાય છે ત્યાં સુધી દેખાશે, પછી દૂર થાશે,
ગયું તે જરૂર ફરી જોયું નથી કોઇએ;
સાંઝે સાંઝે ફૂલે ને સવારે તો સુકાઈ જાય,
કયા કયા રોજનાં સંભારી ફૂલ રોઇએ;
કહે દલપતરામ, કીજીએ સુકૃત કામ,
ખાલી ખોટો ખેદ કરી વખત ન ખોઇએ. ૧૯૮

**સાહેબ.** જગત જુઠું છે, અને મરી જવું છે. માટે શું કરીલવું જોઇએ? તે વિષે તમારા દેશના લોકો શું કહે છે?

**હમીર.** **સવૈયો.**

જાણવું જે જગ જૂઠ. જવું મરિ, જોગ સજો. જન જોગિ કહેછે;
ભોગવિ લો સુખ-ભોગ ભલા, ભવ જાય વહ્યો, જન ભોગિ કહેછે;

કામ કરો કશુભ, નામ રહે નિત્ય, આમ મનુષ્ય ઉદ્યોગિ કહેછે;
દાન કરો દલપત્ત કહે, ધન દ્યો સુજને, જન રોગિ કહેછે. ૧૯૯

**દોહરો.**

જરૂર જૂઠું જગત છે, સત્ય હરીનો સ્નેહ;
ઉદ્યમ કરિ ઉપકાર કર, તત્વ નીતિ યુત તેહ. ૨૦૦

સાહેબ. સાબાશ. તમારા વિચાર સારા છે.

સાહેબ. (પોતાના કવિને) વારૂ તમારી જાતિમાં, અને તમારી ન્યાતિમાં અસલ કોઇ કવિ થયેલા કે?

દલ. **સવૈયો.**

*આદિમ આદિકવી કહિએ, રચિ વેદ રચ્યા રસરૂપ રૂપાળી;
પાછળ ગોત્ર પરાશર જે મુજ ધર્મ સ્મૃતી રચિ શાસ્ત્ર સંભાળી;
વ્યાસ થયા સુત તેહતણા કવિ, પ્રૌઢ પુરાણ વદી હદ વાળી;
તે પછીતો દલપત્ત કહે, કવિ માઘ થયો ભિનમાળ શ્રીમાળી. ૨૦૧

સાહેબ. ભગવાન બારોટ, તમારી નાતમાં કોઇ છોકરા, સારા કવિ થાય એવો અભ્યાસ કરે છેકે નહિ.

ભગવા. હા સાહેબ, વિજાપુરમાં ગિરધરભાઈ નામે એક છોકરો છે તે સારો કવિ થશે. અને તે એવી ઉમેદ રાખે છે કે એક નવો ગ્રંથ રચીને માલપુર તાલુકાના રાવળજીને રંજન કરીને તેમની પાસેથી કંઈ જાગીર બખશીશ મેળવવી.

સાહેબ. ઘણુ સારૂ.

પછી સાહેબે સર્વને યથાયોગ્ય સાલજોડા, પાઘડીઓ, અને શેલાં વગેરેના સિરપાવ આપીને વિદાય કર્યા.

**ગ્રંથ સમાપ્તિ વિષે. કવિત.**

એક સોને છ કવિત, સવૈયા છે સાડત્રીશ,
દોહરા તો ત્રીશ, *શ્લોક બાત્રીશ પ્રકાશ છે;

---

*બ્રહ્મા

*आर्या, गीत्ती, स्रग्धरा, वसंततिलका, शार्दूलविक्रीडित, शिखरिणी आदिक,

સોરઠા છે પાંચ, છપો એક, એક ઝૂલાણોછે,
બધા મળી બસેં અને બે છંદનો વાસછે;
નીતિતણી રીતિ, તથા પ્રીતિ પરિબ્રહ્મ પર,
તર્ક ને વિતર્ક મન માનતી મીઠાશછે;
કહે દલપતરામ, કવિતાના કોડીલાને,
ફાવે એવો ગ્રંથ શુભ ફાર્બસ વિલાસછે, ૨૦૨



